બાળકો માટે રેસીટેશન.

# કેળવણીનો ખરો અર્થ.




લેખક અને પ્રકાશક:

દયાશંકર મહીધરરામ જોશી

હેડ માસ્તર

સં૦ બેચરાજી—(વિ


કિં. રૂ. ૦-૨-૦.

# અર્પણ પત્રિકા.



## શ્રીમાન્ ખોડીદાસભાઈ મંગળજી અમીન.

કર્ણુંના ઇનામદાર સાહેબ.

સંડેર.

મારાપરનો આપનો પ્રેમ, કેળવણીપરની આપની પ્રીતિ,
અને શ્રીમંત મહારાજા તરફની આપની વફાદારી
તથા અન્ય સદ્ગુણોથી આકર્ષાઈને આ
પુસ્તક આપનેજ આપની જન્મ-
ભૂમિમાં જન્મવાનું માન
ધરાવનાર લેખક
અર્પણ કરેછે.

સ્નેહાધિન
દયાશંકર.



રેસીટેશન.

# કેળવણીનો ખરો અર્થ.



ચંદ્રશંકર—
વિનોદકાન્ત— } ગઝલ.

અહો! દેવિ સરસ્વતિ તું, સદા સ્હાયક થજે સૌને,
અમારા દેશમાં ત્હારી, કૃપાની છે જરૂર સૌને,
તું માતા વેદ સ્મૃતિયોની, તું માતા સર્વ ગ્રન્થોની,
તું માતા સૌ કળાઓની, પ્રસાદી અર્પજે સૌને. અહો૦
અમે ભારત તણાં બાળક, કૃપા ત્હારી સદા ચ્હાતાં,
કૃપાળી તું કૃપા કરીને, હવે ઉદ્ધારજે સૌને. અહો૦
ઉદય કે અસ્તની આશા, અમારા ભાર્ત-ભાનુની,
કૃપા ત્હારી ઉપર લટકે, ઉદય તું અર્પજે સૌને. અહો૦

ખોડીદાસ—(સ્વગત) અહોહો! સરસ્વતિના ઉપાસકોથી જ આ દેશ ઉભરાઇ જતો લાગે છે. (પ્રગટ) મિ. ચંદ્રશંકર! આ ગઝલ જો ગીરનારની ગુફામાં ગાઇ હોત તો બિચારા પાષાણોને પણ કંઇક ઉપદેશ મળત. જમાનો જર, જમીન અને જોરૂનો છે. જેની પાસે એ ત્રણ વસ્તુઓ હોય તેને ત્યાં તમારા જેવા ભણેલાઓ ફક્ત ગુલામગીરી કરવાનીજ લાયકાત ધરાવે છે. કેમ, મિ. વિનોદકાન્ત ખરૂં કે નહિ?

( પાતરી. )

વિનોદકાન્ત—

જર, જમીન, જોરૂ હમેશાં કો સ્થળે રૂહેતાં નથી,
સુખ ત્યાં કદી વસતું નથી દેવિ સરસ્વતિ જ્યાં નથી;
જરદારના ઘરબારનો વિનાશ થાયે આગથી,
વિદ્યા તણા ભંડારને ભય કોઇનો ક્યારે નથી.

ખોડીદાસ—બોલવામાં બાહોશી બતાવીને સરસ્વતિને સાતમા આસમાનમાં ચડાવવા ધારતા હશો, પણ તેમ અહિં નહિ બની શકે. મેં જોયું છે કે, સરસ્વતિના પૂજારીઓ બિચારા રોટલા માટે રવડતા હોય છે, જ્યારે અભણ વર્ગના લોકો હીંડોળા પર ઝુલતા હોય છે. ભણેલાઓ બિચારા બારનીશીનાં પાનાં ઉથલાવવામાંજ બાર કલાક પુરા કરે છે, જ્યારે અભણ શેઠીઆઓ મીનીટે મીનીટ મોજ કરી શકે છે. એક ગરીબ ગ્રેજ્યુએટને કોઇ પૂછતું નથી, પણ એક અભણ તવંગરને સૌ કોઇ સલામો કરે છે.

ચંદ્રશંકર—હા! ભણીને ગણ્યા ન હોય તેવા ગરીબ ગ્રેજ્યુએટોની સ્થિતિ તો તેવીજ છે; પરંતુ જે લોકો ભણી પણ જાણે છે અને ગણી પણ જાણે છે, તેઓની પાસે લક્ષ્મિ હમેશાં દાસી થઇને રહે છે. અભણ લોકો સુખી છે એમ તમે કહો છો તે તદ્દન ખોટું છે. કેટલાક શેઠીઆઓ અભણ હોવા છતાં લક્ષ્મિને લીધે મોજ કરતા તમે જોયા હશે, તે પરથી બધા અભણોને સુખીજ ધારી લ્યો છો, એ પણ અક્કલની બલિહારી છે! વિદ્યા વગર બિચારા ખેડુતો કેવી કંગાલ જીંદગી ગાળે છે. કારીગરવર્ગ

બીચારો પોતાની કળાનો વિકાસ નથી કરી શકતો, તેનું કારણ પણ વિદ્યાદેવિની અકૃપા જ છે. બીજા દેશોમાં વિદ્યાદેવિની ઉપાસનાથી હુન્નરકળાઓનો કેટલો વિકાસ થયો છે, જ્યારે આ દેશમાં તમારા જેવા આળસુ અભણોના બોજાને લીધે દારિદ્રયના હુમરાઓ નીચે કચડાતા ભારતવર્ષમાં ભૂખમરાની ચીચીયારીઓ સિવાય બીજું શું સાંભળવામાં આવે છે ?

ખોડીદાસ—ત્યારે શું તમે એ વાતની ના પાડી શકો છો કે ભણેલા માણસો પરતંત્રતાની બેડીમાંજ હમેશાં સડયા કરતા નથી ?

ચંદ્રશંકર—બેશક ! પરતત્રતા ભણેલાઓને માટે તો છેજ નહિ. જેઓ ખરેખરા ભણેલા છે, તેઓ પુરેપુરા સ્વતંત્રજ છે, પણ ભણવામાં જેની જેટલી કચાશ તેને તેટલી પરતંત્રતા ભોગવવી પડે છે. આપણા દેશમાં ભણેલાઓનો મોટો ભાગ નોકરી કરવામાંજ પોતાનો પુરૂષાર્થ માને છે, એજ તેમની કેળવણીની કચાશ છે. ભણ્યાને જો કોઇપણ કળાની ખીલવણી કરવામાં રોકાય તો તેથી તેને પોતાને અને દેશને કેટલો લાભ થઇ શકે ? એક અભણ ખેડુત એક વિઘા જમીનમાં એક વર્ષમાં જેટલો પાક ઉતારી શકે છે; તેના કરતાં ખેતીવાડી સંબંધી જ્ઞાન મેળવીને એક ભણેલો ખેડુત થોડા વખતમાં વધારે પાક ઉતારી શકે છે.

ખોડીદાસ—ત્યારે તો ઠીક ! નોકરી કરનારાઓ તો બધા કાચી કેળવણી લીધેલા ખરા કે નહિ ?

વિનોદકાન્ત—હાજી ! તેમની કેળવણી કાચી તો ખરીજ. કોઇ પણ પુરૂષાર્થ સ્વતંત્ર રીતે કરી શકે તેટલી લાયકાત જો તેમણે મેળવી

હોત તો તેઓ કદીપણ નોકરી કરવાનું પસંદ કરત નહિ. પણ દરેકે દરેક માણસ સંપૂર્ણતા મેળવી શકેજ નહિ. જગતને જેમ ખેડુતની જરૂર છે, દરજીની જરૂર છે, રાજાની જરૂર છે, તેમ નોકરોની પણ જરૂર છે. અને તદ્દન અભણ લોકો કરતાં તો ભણેલા નોકરો હજાર દરજ્જે સુખી છે.

**ચંદ્રશંકર**—જુઓ મિ. ખોડીદાસ! મનુષ્યની જીંદગી ફક્ત મોજ કરવાને માટે નથી, પણ મનુષ્ય તરીકેનું કર્ત્તવ્ય અદા કરવાને છે. અને મનુષ્યનું શું કર્ત્તવ્ય છે તે સમજવાની પુરેપુરી શક્તિ વિદ્યા મેળવ્યા વિના કદી પણ આવતી નથી.

**ખોડીદાસ**—એવા ભારે ભારે શબ્દોથી તમે શું સમજાવવા માગોછો, તે કંઇ સમજી શકાતું નથી. "મનુષ્યનું કર્ત્તવ્ય" એ શું કોઇ ઝાડનું પાકેલું મીઠું અને સુંદર ફળ છે? કે શ્રીમંતના હીંડોળે બાંધવાની ચાંદીની સુંદર સાંકળો છે? હમણાં હમણાં વગર બળદે ચાલતી સાઇકલોનું એ પવન ભરવાનું પૈડું છે? કે પછી સ્ત્રીઓને પહેરવાની કીંમતી સાડી છે? તે તો કહેશો?

**ચંદ્રશંકર**—જો તમે ઊંચી કેળવણી લીધી હોત તો "મનુષ્યનું કર્ત્તવ્ય" શું છે? તે તરતજ સમજી શકયા હોત, પરંતુ અત્યારે વિદ્યાના અભાવને લીધે તમે એવી શોકજનક ભુલ કરો છો કે મનુષ્યના કર્ત્તવ્યને કોઇ ઝાડનું સુંદર ફળ કલ્પી લ્યો છો?

**ખોડીદાસ**—ત્યારે તે કયો પદાર્થ છે, તે કહેશો કે નહિ?

**ચંદ્રશંકર**—પૂર્વજન્મના સંચિતને લઇને આપણને આ જન્મ પ્રાપ્ત થયો છે, તેમાં આપણો જીવનનો ઉદ્દેશ ફકત મોક્ષ મેળવવાનો

છે. શંકરાચાર્ય કહે છે કેઃ

पुनरपि जननं पुनरपि मरणं,
पुनरपि जननी जठरे शयनं ।

ફરી ફરીને જન્મવું, ફરી ફરીને મરવું, અને વારંવાર માતાના ગર્ભમાં નવ માસ દુખ વેઠવાનું કષ્ટ આત્માને વેઠવું પડે છે; તે કષ્ટમાંથી ઉગરવાને માટે સત્કર્મ કરીને મોક્ષ મેળવવો એજ મનુષ્યનું કર્તવ્ય છે. એ મોક્ષ મેળવવાને માટે આપણા વિદ્વાન પૂર્વજોએ ધર્મશાસ્ત્રોમાં જે જે સુલભ માર્ગો બતાવ્યા છે, તે માર્ગમાં ચાલવાથીજ મોક્ષ મળી શકે છે.

ખોડીદાસ—એ કયા માર્ગો છે વારૂ !

વિનોદકાન્ત—પાંચ કર્મેન્દ્રિય અને પાંચ જ્ઞાનેન્દ્રિયને સંયમમાં રાખવી, બ્રહ્મચર્યનું સેવન કરવું, જ્ઞાનયુક્ત ગ્રન્થોનો અભ્યાસ કરવો, પરોપકાર કરવો અને પાપાચરણથી દૂર રહેવું. સત્ય બોલવું, સદાચરણથી ચાલવું, અને પરમાત્માને સત્ માની તેની આજ્ઞાઓનું ઉલ્લંઘન કરવું નહિ.

ખોડીદાસ—તે તો ઠીક, પણ તેમાં સરસ્વતિની કૃપાની શી જરૂર છે તે કહેશો ? શું અભણ માણસો એ પ્રમાણે નથી વર્તી શકતા ? અને મોક્ષ ફક્ત ભણેલાઓને જ મળી શકે છે, એમ તમે કહો છો ?

ચંદ્રશંકર—તમારી સમજ ભુલ ભરેલી છે. આંખો બંધ કરવાથી જેમ કશું દેખાતું નથી, તેમ જ્ઞાન વગર ધર્મનો માર્ગ દેખી

શકાતો નથી. વળી ભણવું એ શબ્દનો અર્થ ફક્ત અક્ષરજ્ઞાન જ નથી, પણ જ્ઞાન મેળવવું એ છે. જ્ઞાનના ઘણા પ્રકાર છે; અને તે દરેક પ્રકારમાં મુખ્ય અને ઉત્કૃષ્ટ તે કેવળ તત્વજ્ઞાન છે. સર્વ વિજ્ઞાનીયોમાં તત્વજ્ઞાની ઉત્તમ છે. કારણ કે બીજાઓ ફક્ત ઇન્દ્રિયના વિષયોમાં સંપૂર્ણતા મેળવે છે, જ્યારે તત્વ જ્ઞાની મોક્ષપદની લાયકાત મેળવે છે. પરંતુ બધાઓ કંઇ એક સાથે તત્વજ્ઞાની થતા નથી; અને થાય તો જગત્‌નું અસ્તિત્વ પણ રહી શકે નહિ. પરંતુ જગત્‌માં આપણે જે પુરૂષાર્થ કરવો હોય તે તે વિષયના સંપૂર્ણ જ્ઞાન વગર સંપૂર્ણ રીતે ફળદાયક થઇ શકે નહિ.

**ખોડીદાસ**—ત્યારે મહેરબાની કરીને એ કહેશો કે બીજા કયા વિષયોનું જ્ઞાન મેળવવાની જરૂર છે?

**ચંદ્રશંકર**- ખેડુતે ખેતીના વિષયનું જ્ઞાન મેળવવું જોઇએ. તેમાં જમીનમાં ખેડાણ થોડા વખતમાં, થોડી મહેનતે, અને થોડા ખર્ચે કેવી રીતે કરવું; કેવી જમીનમાં કેવો પાક પેદા કરવો, ખાતર કેવા પાકને માટે કેવું નાખવું, તથા નુકશાનોથી ખેતીને કેવી રીતે બચાવવી, એ સઘળું જાણવું જોઇએ. વળી રાજ્યના કાયદાઓ ખેડુતને માટે કેવા કેવા છે, તે પણ ખેડુતે જાણવું જોઇએ. હિસાબી કામ ખેડુતે જાણવું જ જોઇએ. જે ખેડુતોને આટલું જ્ઞાન હોય છે, તેઓ જરૂર ઉત્તમ ખેડુત થાય છે. તેમજ બ્રાહ્મણોએ ધર્મનું જ્ઞાન મેળવવું જોઇએ અને તે તે મેળવીને બીજા લોકોને ઉપદેશ કરવો જોઇએ. જે બ્રાહ્મણો

એવા ખરા ઉપદેશકો હોય છે, તેઓ જ પોતાનું અને બીજાનું કલ્યાણ કરી શકે છે. અને તેવા બ્રાહ્મણો જ પૂજાવાને યોગ્ય છે. આપણા શ્રીમંત મહારાજા સાહેબે પણ એટલા માટે પુરોહિતનો કાયદો કર્યો છે. વેપાર કરનારાઓએ કઇ કઇ વસ્તુઓ ક્યા ક્યા દેશથી કેવી રીતે આવે છે, જાહેર ખબરો કેવી રીતે ફેલાવવામાં આવે છે, કારખાનાંઓ કેવી રીતે ચલાવવામાં આવે છે, જકાતનાં ધોરણો કયાં કયાં કેવી રીતે ઠરેલાં છે, અને તેની પોતાના વેપાર પર કેવી અસર થાય છે, એ સઘળું જાણવું જોઇએ. કારીગરોએ પોતાની કારીગરીમાં દિવસે દિવસે સુધારા કરવા જોઇએ. અને તેને માટે પદાર્થવિજ્ઞાન, શિલ્પશાસ્ત્ર, તથા રંગકળા વગેરેનું જ્ઞાન મેળવવાની જરૂર છે. આ બધું ભણ્યા વગર થઇ શકતું નથી. અને ભણેલાઓ જો આવી રીતે સ્વતંત્ર ધંધામાં ફતેહમંદી મેળવે તો તેજ તેમનું ખરૂં ભણતર છે.

ખોડીદાસ—ત્યારે હું તો ધારતો હતો કે, ભણવું એટલે એકડે એક વાળા આંક, કક્કો અને બારાખડી તથા ચોપડીના પાઠ એટલું આવડે એનું નામ ભણતર.

વિનોદકાન્ત—લોકો એમ સમજવામાંજ ભૂલ કરે છે, અને તેથીજ તેઓ કેળવણીના ખરા લાભથી બેદરકાર રહી અજ્ઞાનના અંધકારમાં સડયા કરે છે. આપણા શ્રીમંત મહારાજા સાહેબે ફરજયાત કેળવણી રાજ્યમાં ઘણાં વર્ષોથી શરૂ કરી છે, પણ લોકો ફક્ત ફરજ્યાતની ખાતરજ બે ચાર વર્ષ એકડો ઘુંટવા બાળકોને

મોકલે છે. પણ તેમને વ્યવહારીક જ્ઞાન આપવાને, માટે બીજો કશો પ્રયાસ કરતા નથી. મહારાજા સાહેબ જ્યારે વિદ્યાદાન આપીને ઉપકાર કરે છે, ત્યારે આપણે લોકો નોકરીઓ માટે અરજીયો કરીને ઉલટા તેમને પજવીયે છીએ. આ આપણી અજ્ઞાનતા સિવાય બીજું કંઇજ નથી. વળી નોકરીઓના પગાર પણ ઘણા હલકા થઇ ગયા છે તેનું કારણ પણ એજ છે, કે નોકરીના ઉમેદવારો ઘણાજ થઇ ગયા છે. જો નોકરોનો દુષ્કાળ પડે તોજ નોકરીની કીંમત વધી શકે છે. બાર રૂપિઆમાં મુનીમ મળતો હોય તો કોઇ પંદર રૂપિઆનો ગુમારતાને રાખે નહિ, તેવીજ રીતે નોકરોનો ઉભરો જ્યાં સુધી સમાઇ જશે નહિ ત્યાં સુધી નોકરોની કદર કદી પણ જગતમાં થઇ શકશે નહિ.

**ખોડીદાસ**—એ વાત તો ખરી છે, પણ ભણીને કરવું શું? તે તો કંઇ પણ માસ્તરો શિખવતા નથી, તેનો શો જવાબ આપશો?

**ચંદ્રશંકર**—પ્રાથમિક શાળાઓમાં કાચી ઉમરનાં બાળકોને એ શિખવવાની જરૂર નથી, પણ બાળકોનાં માબાપોએ તે તરફ વધારે લક્ષ આપવાની જરૂર છે. પ્રાથમિક શિક્ષણ લીધા પછી ધંધાનું શિક્ષણ લેવા પોતાના બાળકોને મોકલવાની ઇચ્છા જો માબાપો રાખતાં હોય તો તેવી ઘણી સંસ્થાઓ આ દેશમાં છે. આપણા મહારાજા સાહેબે પણ હુન્નરનું જ્ઞાન આપવાને **કલાભુવન** સ્થાપ્યું છે, તેમાં ઇચ્છા પ્રમાણે કળાઓનું જ્ઞાન આપવામાં આવે છે. વળી બહાર શિખવા જનારને સ્કૉલર-

શીપો પણ અપાય છે. છતાં લોકો તેનો લાભ લે નહિ, તેનું શું કરવું? દરેક ગામોમાં નિશાળો તથા પુસ્તકાલયોની યોજના પણ આપણા રાજપિતાએ કરી છે. ખેડુતો માટે તો પ્રદર્શનો વગેરેની યોજના કરીને ઘણીજ સગવડ કરવામાં આવી છે. પણ તે ભણીને ગણ્યા વગર લાભ મળતો નથી.

**ખોડીદાસ**—ધીમે ધીમે મારાં પણ આંખનાં પોપચાં તમે ઉંચાં કરવા માંડયાં ખરાં? માફ કરજો ચંદ્રશંકરભાઇ! મને તો તમારી વાતમાં બહુજ રસ પડયો છે. વારૂ! ભણીને કોઇ પણ ધંધામાં હોંશિયાર થવું અથવા રાખોડી ચોળીને તત્વજ્ઞાની થવું એ સિવાય બીજું કઇ કરવાનું છે કે કેમ?

**વિનોદકાન્ત**—કરવાનું તો ઘણુંએ છે, માત્ર કરનારની ખોટ છે. વળી રાખોડી ચોપડવાથીજ કંઇ તત્વજ્ઞાની થવાય છે, એવું નથી. ગૃહસ્થાશ્રમનું પાલન કરવામાં પણ ગહન તત્વજ્ઞાન સમાયેલું છે.

**ચંદ્રશંકર**—ધંધામાં નિપુણતા મેળવવી એ સ્વાર્થને માટે છે, તેમજ તત્વવેત્તા થઇને મોક્ષની પ્રાપ્તિ કરવી એ સ્વાત્મકલ્યાણને માટે છે. પરંતુ તે સિવાય પરમાર્થના પણ ઘણા માર્ગ છે. અને પરમાર્થ વગરના લુકખા તત્વજ્ઞાનથી માત્ર મોક્ષ પ્રાપ્ત થઇ શકતો નથી. આપણો દેશ અનેક પ્રકારની ખરાબ રૂઢીઓને લીધે કંગાલ હાલતમાં આવી પડયો છે, આપણા હજારો બંધુઓને બે વખત ખાવાના પણ સાંસા છે, આપણા દેશની વિધવાઓનાં આંસુઓ હજુ જરા પણ સુકાયાં નથી, આપણા

દેવાદાર ખેડુતો હજુ જરા પણ ઉચા આવ્યા નથી, નાની વયમાં પરણીને પસ્તાતાં આપણા દેશનાં દુખી દંપતિઓનો હજુ જરા પણ ઉદ્ધાર થયો નથી; એ બધું પણ ભણેલાઓનેજ સુધારવાનું છે.

**ખોડીદાસ**—એવી ગોળગોળ વાતોમાં તો આપણને કંઇ મજા પડતી નથી. કહેવું હોય તો બરાબર વિસ્તારથી કહો, નહિ તો આપની તલવાર મ્યાનમાંજ રહેવા ઘો એજ સારૂં છે.

**ચંદ્રશંકર**—બાળલગ્નોથી આપણા દેશનાં ઉછરતાં બાળકોની શક્તિ ક્ષીણ થઇ જવાથી તેઓ કોઇ પણ કાર્યમાં ફાવી શકતા નથી, અને દેશને બોજારૂપ થઇ પડે છે. વળી કન્યાવિક્રયની રૂઢીથી લોભી મબાપો પોતાની દીકરીને દુઃખના દરિઆમાં હડસેલી મુકે છે. આવાં સ્વાર્થીલગ્નોથી મર્ણ પ્રમાણ વધતું જાય છે, ધંધા રોજગારની અને કેળવણીની પડતી થતી જાય છે, વિધવાઓ વધતી જાય છે અને અનેક અનાચારોથી દેશમાં પાપનો ભાર વધતો જાય છે; એટલા માટે ભણેલા પુરૂષોએ પોતપોતાની ન્યાતમાં જે જે ખરાબ રીતરિવાજો હોય તે અટકાવવાનાં પગલાં લેવાં જોઇએ. શ્રીમત મહારાજા સાહેબે બાળલગ્ન નિષેધક કાયદો કર્યો છે, પરંતુ લોકો હજુ પણ સપૂર્ણ રીતે બાળલગ્ન કરતા અટક્યા નથી એ શોકની વાત છે. વળી આપણા લોકો વરાઓ કરીને ખોટી માની લીધેલી ઘીની ચીકાશવાળી કીર્તિ મેળવવાના લોભી બની ગયા છે. તેથી ગરીબ લોકોનો આવાં ખર્ચોમાં ધાણ નીકળી જાય છે, દેવાદાર થઈ જાય છે, અને પોતાનાં બાળકોને ભણાવવા તેમની પાસે પૈસા રહેતા

નથી; માટે તેના પર પણ અંકુશ મુકાવાની જરૂર છે. દરેક ન્યાતોમાં જો આવાં ખર્ચો અટકાવીને વિદ્યાવૃદ્ધિને લગતું અથવા ઉદ્યોગની ખીલવણીને લગતું ફંડ કરવામાં આવે તો એક વર્ષમાં ઘણાં કુટુંબને સુખની લ્હાણી કરી શકાય છે. ઉન્હાળામાં ન્યાતોમાં કેરીઓની લ્હાણી કરવા કરતાં આ લ્હાણી ઘણીજ ઉત્તમ છે.

ઓઢીદાસ—એ વાત તો બરાબર છે. મારા બાપાને પણ ન્યાતો કરવાનો ઘણો શોખ છે, અને મને વધારે ભણવા ન દીધો તેનું કારણ તમારા કહેવા પ્રમાણે પોતાની મેળે માગી લીધેલી ગરીબાઇજ છે. જો મને પણ તમારી માફક સારો ભણાવ્યો હોત અને વળી તમારા શબ્દોમાં કહું તો "ગણાવ્યો" હોત તો જરૂર હું પણ એકાદો કલેકટરનો શીરસ્તેદાર થઇને મોટા મોટા તુમારોમાં સાહેબની સહી લેવાને તેમના ટેબલના એક ખુણા પાસે ઉભો રહી આનંદ કરતો હોત.

ચંદ્રશંકર—સાહેબના શીરસ્તેદાર થવામાંજ કંઇ ભણવાની મહત્તા છે એવું નથી, અને તે હું પહેલાંજ કહી ચુકયો છું. તો પણ તમારી હાલની સ્થિતિ કરતાં તો તે પણ ઉત્તમજ છે. પણ ખરૂં પૂછો તો પંદર રૂપિઆના એક પોસ્ટમાસ્તર કરતાં બે બળદની મુડીવાળો સ્વતંત્ર ખેડુત વધારે સુખી છે, પણ મે આગળ કહ્યું તેમ જગતને સ્વતંત્ર અને પરતંત્ર બન્ને પ્રકારનાં માણસોની જરૂર છે, અને પહેલી લાયકાતના અભાવે બીજી લાયકાત તો એની મેળે આવે છે.

**ખોડીદાસ**—તમારી વાતમાં સોડાવોટરની માફક જરાજરા ખાગશ તો છે પણ સોડાથી જેમ પેટ સાફ થાય છે, તેમ તમારી વાતથી મારૂં હૃદય સાફ થતું હોય તેમ મને પણ લાગે છે. હું મને ભાગ્યશાળી સમજું છું કે, આજે તમારા જેવા સમજુ મિત્રથી આવી વાતચિતનો પ્રસંગ મળ્યો છે. વારૂ ત્યારે ભણવું અને ગણવું એ બે શબ્દોરૂપી મોતીને જીંદગીરૂપી એકજ દાગીનામાં જડવામાં આવે તોજ તે દીપી ઉઠે છે, નહિ વારૂ ?

**ચંદ્રશંકર**—હા ! તેમજ છે. ભણવાનો અર્થ મેં કર્યો તેવોજ છે. આપણા શ્રીમંત મહારાજા સાહેબે આખા રાજ્યમાં જે કેળવણી દાખલ કરી છે, તેનો લાભ લઇને બીજાઓને લેવા બોધ કરવો એજ ભણેલાઓનું કર્તવ્ય છે. આ સુધારા માટે આપણા વિદ્યા-વિલાસી શ્રીમંત મહારાજા સાહેબનો આપણે અંતઃકરણથી ઉપકાર માનવો જોઇએ.

**વિનોદકાન્ત**—ફક્ત ઉપકાર માનવાથીજ આપણે શ્રીમંત મહારાજા સાહેબના ઋણમાંથી મુક્ત થવાના નથી. પણ તેમના ઉચ્ચ ઉદ્દેશો પાર પાડવાને પ્રયત્ન કરીને તેઓશ્રીના ઉત્તમ વિચારો આપણા પ્રજા-જીવનમાં અમલમાં મુકીને શ્રીમંતે જે જે હક્કો આપણને આપ્યા છે, તે લેવાની આપણી ખરી લાયકાત તેઓશ્રીને બતાવીએ ત્યારેજ આપણે તેમના ઋણમાંથી મુક્ત થઇ શકીએ તેમ છીએ.

**ખોડીદાસ**—ખરૂં છે ભાઇ. આપણા મહારાજા સાહેબ તો ગીતામાં કહ્યું છે કેઃ

यदा यदा हि धर्मस्य ग्लानीर्भवति भारत,
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ।

એ પ્રમાણે ગુજરાત દેશમાં ધર્મની વૃદ્ધિ કરવાને, વિદ્યાનું દાન આપવાને અને પ્રજાને આબાદ કરવાને પ્રભુ રૂપેજ અવતર્યા હોય તેવું હું તો માનું છું.

ચંદ્રશંકર—સત્ય છે. બોલો શ્રીમંત મહારાજા સાહેબ સયાજીરાવ નરેન્દ્રનો જય. શ્રી વિદ્યાધારિણી દેવિ સરસ્વતિનો જય.

વિનોદકાન્ત—આપણા મહારાજા સાહેબના પવિત્ર જીવન માટે તો જેટલાં ગુણકીર્તન કરીએ તેટલાં થોડાં છે.

ચંદ્રશંકર—બેશક,

ગુર્જર પ્રજાને પોતાના ઉત્સંગમાં લઇને પુત્રવત્ લાલન, પાલન અને વિપત્તિ નિવારણ કરવામાં પિતૃધર્મ પરાયણતા દાખી; રાજ્યનીતિ, પ્રજાપ્રીતિ, અને લોકસ્થિતિપર સંપૂર્ણ લક્ષ રાખી, આખી પૃથ્વિમાં ઉત્તમ રાજકર્તા તરીકેનું જેમણે સન્માન પ્રાપ્ત કીધું છે.

ઔદાર્ય, ગાંભીર્ય, દાનશૌર્ય, ક્ષમાશીલતા, આદી શ્રેષ્ઠ ક્ષત્રિય સદ્‌ગુણાલંકૃત હોઇ જે નામદાર પ્રજાહિતચિંતક દૃષ્ટિથી, કૃપાવૃષ્ટિ કરીને પ્રજાહૃદયક્ષેત્રમાં નીતિ, પ્રીતિ, અને સુરીતિના અંકુરો પ્રકટ કરવા, તસ્કરાદિ તીડનો ભય હરવા, ગરવા ગુજરાત પ્રદેશમાં કેળવણીનું બીજ રોપીને, તેને રાજ્યકોશ રૂપી સરિતામાંથી લક્ષ્મિ રૂપ પુષ્કળ જળ સિંચન કરીને, તેના સુફળનો લાભ પ્રજાને આપવા હમેશાં યત્નશીલ છે.

નગરસુધારાણાર્થે દરેક સ્થળે સુધરાઇની સર્વોત્તમ સંસ્થા સ્થાપીને, ગ્રામ્ય પંચાયત, તાલુકા પંચાયત, પ્રાન્ત પંચાયત, તથા ધારાસભાની યોજના કરી પ્રજાને વિના માગણીએ પણ હક્ક આપીને, પ્રજાના રક્ષણાર્થે પોલીસ તથા ન્યાયખાતારૂપી ઉભય પ્રબળ બાહુથી પાપીને યોગ્ય શિક્ષા કરી, નિષ્પક્ષપાતપણું અને સમાનતાનો સર્વ પ્રજાને લાભ મળે તે અર્થે વિદ્વાન અને નીતિમાન્ અધિકારીઓ રૂપી રત્ન પોતાના રાજ્યછત્રમાં જડીને તેનો ઉજ્વલપ્રકાશ દિનરાત્રી પ્રજાને આપવામાં તે નામદાર ચાતુર્યવાન, બુદ્ધિમાન, અને વિદ્વાન હોઇ રાજકાર્યદક્ષ છે એ આપણે પ્રત્યક્ષ અનુભવિએ છીએ.

પ્રજાની શારિરિક તથા નૈતિક ઉન્નતિ સાથે આર્થીક ઉન્નતિ કરવાનો પણ જેમણે શુભ સંકલ્પ કરી વ્યાપારિક સ્થિતિ સુધારવાને તત્પર રહી, દ્રવ્યહીન અને નિરૂદ્યોગી પ્રજાવર્ગને ઉદ્યોગના શિખરે ચઢાવવા પૂર્ણ પ્રયાસ કીધા છે; અને જળયંત્ર, વિદ્યુતયંત્ર, તથા અગ્નિરથ વીગેરેથી પ્રજા ઉપર મહાન ઉપકારો કર્યા છેઃ એવા વિદ્યાવિલાસી ગુર્જરેશ્વર શ્રીમંત મહારાજા સાહેબ સયાજીરાવ દિર્ઘાયુષી હો! અને ગુજરાતની પ્રજાને એઓના પ્રતાપી હસ્તે હમેશાં આબાદી પ્રાપ્ત થાઓ.

વિનોદકાન્ત }
ખોડીદાસ }   અસ્તુ : અસ્તુ :

---